શ્રી ગણેશાયનમઃ

# સ્વામી ભક્ત સામન્ત યાને

# વીર દુર્ગાદાસ.

## નાટકનાં ગાયનો.

—: રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર :—


શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.

વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

હાલ મુકામ-સ્ટેશનરોડ પ્રીન્સેસ થીએટર-સુરત





ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં પ્રસિદ્ધ કર નરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીઆ ચકલા સુરત

આવૃત્તિ ૭ મી ]
સંવત ૧૯૭૬ ]

[ પ્રત ૧૦૦૦
[ સને ૧૯[illegible]

કિંમત ૦-૩-૦

# નામદાર મુંબાઈ સરકારની

ગવર્નમેંટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસની** ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે. **બાદશાહી યાકુતી.**

## અનંગ વિલાસ

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આંઉસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પેસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

श्रीहरी ॐ परब्रह्म परमात्मने नमः

"સ્વામિ ભકત સામાન્ત"

યાને

# વીર દુર્ગાદાસ.

નામક નાટકનો

## પ્રવેશાનુક્રમથી સંક્ષિપ્ત સાર.

મંગલાચરણ-પ્રભુપ્રાર્થના અને બાળાઓ દ્વારા નાટ્યવસ્તુ વિવેચન

### અંક ૧ લો.

પ્ર. ૧—કાબુલમાં જસવન્તસિંહ મહારાજનો રાજમહેલ. જોધપુર નરેશ જશવન્તસીંહનો સ્વપ્ન સામ્રાજ્યમાં વિહાર, અને રાણી મહામાયાના પતિ પુત્રના મંગલ માટેના મનોદ્ગાર જાસુસ દ્વારા કુમાર પૃથ્વીસીંહના પરલોકયાત્રાના મળેલા સમાચાર અને તેથી હૃદય બંધ પડતા રાજા જશવન્તસીંહનો સ્વર્ગપંથે સંચાર ગર્ભ માટે ફિકર ચીરી સ્વામી સાથે સહગમન કરવા ઇચ્છતી મહામાયાનો જશવન્તસિંહને મરૂભૂમિની કેટલીક રાજદ્વારી બાબતોની સુચનાઓ કરવા આવેલા યોગિશ્વરીથી પ્રતિબંધ. રાઠોડ વીર દુર્ગાદાસની હૈની સ્વામી ભકિતની શરૂઆત—અને ધસી આવેલા બંડખોરો પ્રત્યે યોગિશ્વરીના યોગબળથી સચોટ પ્રત્યાઘાત. ટેબ્લો.

પ્ર ૨—દીલ્હીમાં ચંદ્રસીંહ પુરિહારનો શહેર બહારનો પ્રમોદઉદ્યાન. યૌવન વનમાં વિચરતી પુરિહાર પુત્રી સરલાના યૌવનાગમનોદ્દગાર. અને તેની સમવયસ્કી સહચારિઓનો શાબ્દિક શૃંગાર વિહાર. બાદ રાઠોડો પ્રત્યે જાતવૈરાગ્નિમાં પ્રજળતા પુરિહારના પ્રાપંચિક ઉદ્દગાર અતિથી તરીકે રહેલા સમરસીંહને સપડાવવાનો ચંદ્રસીંહને ચંદ્રીકાનો નિરધાર. સમરસીંહનું આગમન, ચંદ્રસીંહનું કુટિલ કારસ્થાન; સરલાની સમયસૂચકતાથી સમરસીંહનું સંકટ છેદન—અને સમર-સરલા વચ્ચે વિમળ સ્નેહબંધન.

પ્ર ૩ ચંદ્રસીંહનો મહાલયનો એક ખંડ પોતાના પ્યારમાં નંદન પ્રત્યે નંદાના પ્રણુયોદ્દગાર—અને નંદાના રૂપ રંગ પર રાચી રહેલા વંદનના હવાઈ વિચાર. નંદા પાસે પ્રેમયાચના—અને પરિણામે આવી પડતી યાતના.

પ્ર ૪ મોગલસમ્રાટ આલમગીરનું સભાભુવન જોધપુરના પાટવીકુમાર પૃથ્વીસિંહના ઝેરી પોશાકથી થયેલા પરલોકવાસ સંબંધી પ્રપંચમુર્તિ આલમગીર તથા ચંદ્રસિંહ સાથે દેવમુર્તિ દુર્ગાદાસ તથા સમરસિંહનું માર્મિક ભાષામાં વિવેચન રાણી મહામાયા તથા બાળકુમાર અજીતસિંહને સ્વાધિન કરવા માટે મોગલસમ્રાટની માગણી—અને તે સામે પોતાના માલીકની સ્વતંત્રતા સાચવી રાખવાની દુર્ગાદાસની દારૂણુ દ્રઢ લાગણી દુર્ગાદાસને કેદ પકડવાનો

આલમગીરનો ઠરાવ—પણ અગાઉથી ગોઠવી રાખેલી યંત્રણા મુજબ સમરસિંહથી દુર્ગાદાસનો બચાવ. ટેબ્લો.

પ્ર ૫ રાઠોડ સરદાર દુર્ગાદાસની સ્વશિબિર પોતાના પ્યારા પુત્ર દિલીપસિંહ પ્રત્યે દુર્ગાવતીના માતૃ વાત્સલ્યતામય મનોદ્ગાર અને પારણામાંથીજ પુત્રને પ્રચંડ વીરમુર્તિ રાષ્ટભક્ત બનાવવાના વીર દુર્ગાદાસના વીરોચિત વિચાર, દંપતિએ પોતાના બાળરાજાના બચાવ માટે સ્વસંતાનની પ્રાણાહુતિ આપવાનો કરેલો નિરધાર, મરૂભુમિની દુઃખદાયક દશા દેખી આવેલા સમરસિંહના કરૂણ ઉદ્ગાર. દેશના કલ્યાણ માટે દેહોત્સર્ગ કરવાનો સર્વેનો દ્રઢ નિશ્ચય અને સમરાંગણમાં સંચાર,

પ્ર ૬—ચંદાનું મકાન નંદાના પ્યારમાં નાસીપાસ નીવડેલા વંદનના અંગેઅંગમાં ડંશકનું થતું કળતર અને ચંદન-ચંદાના સુખી સંસારમાં ગમગ્વાર વંદનનું નડતર

પ્ર ૭—રાઠોડ સૈન્ય શીબિર (જોહવ્રત) રાઠોડ રમણીઓને કેશરીયા કરવાની યોગીશ્વરીની આજ્ઞા, અને જાતિ ધર્મ જાળવવા માટે જહર વ્રત ઉજવવાની દુર્ગાવતિની પ્રતિજ્ઞા, વીર સ્વામી ભક્ત સામંત દુર્ગાદાસ પોતાના નોકર ધીરૂને મદારી બનાવી કરંડિયામાં કુમાર અજીતસીંહને છુપાવી, અજીતની જગાએ પોતાના પુત્ર દિલીપને સુવાડી રાણી મહામાયાને મદારી સ્વાંગ સજાવી અરવલ્લીની ગુપ્ત ખીણો તરફ રવાના કરે

છે. બાદ ચંદ્રસિંહ પુરિહાર સાથે સમ્રાટ આલમગીર અસં-ખ્ય સૈન્ય સાથે આવી લાગે છે અને ભીષણ સમરાનલ જાગે છે. રાજપુતોનાં વીરોચિત કેસરિયાં અને રાજપુત રમણીઓનું વિલક્ષણ જહરવ્રત. ટેબ્લો.

### અંક ૨ જો.

**પ્ર. ૧—નિબિડ અરણ્ય.** રાઠોડોએ કરેલાં કેસ-રિયાં વખતે લાગ જોઇને દુર્ગાદાસના પુત્ર દિલીપસિંહને અજીતસીંહ સમજી ઉઠાવી લઇ નાસી નીકળેલા ચંદ્રસિંહ પુરિહાર પાસેથી વીર નારી દુર્ગાવતી પોતાનો પુત્ર પાછો લઈ લે છે—પરંતુ ચંદ્રસીંહની વ્હારે દિલેરખાન આવી લાગી દિલીપને દુર્ગાવતીના હાથમાંથી ઝુંટવી લે છે બાદ દિલેરખાન સાથે દિલીપને અજીતસીંહ માની દીલ્હી મોકલે છે અને દુર્ગાવતી પર ચંદ્રસીંહ પ્યારની માગણી સાથે ચાબુકના મારથી જુલ્મ ગુજારે છે. દરમ્યાન સમરસીંહ આવી લાગતાં પુરિહાર પલાયન થાય છે અને દિયર ભોજાઈ દુર્ગાદાસ વગેરેની શોધમાં જાય છે.

**પ્ર. ૨—અરવલ્લીનું અરણ્ય.** કુમાર અજીતસિંહને આશ્રમમાં મુકી નિશ્ચિંત થએલી મહામાયા ધીરસીંહને દુર્ગાદાસની માતાની મદદે મોકલે છે. બાદ પોતાના બાળ-રાજાનો ક્યાંય પતો ન મળવાથી આકુળ વ્યાકુળ બનેલો દુર્ગાદાસ ત્યાં આવી લાગતાં યોગીશ્વરી તેને સર્વ ખુલાસો કરી

શત્રુ અનુચરોથી સાવધ રહેવા સુચવે છે, દુર્ગાદાસ યોગીનીને સોંપે છે દરમ્યાન બાદશાહ આલમગીર ગુપ્ત રૂપે પ્રવેશે છે અને મહામાયા તથા આલમગીર વચ્ચે વિષમ વિતંડાવાદ થાય છે. બાદશાહ મહામાયાને કેદ પકડવા જતાં દુર્ગાદાસની સમયસુચકતાથી ડરી જઇ પોતેજ પલાયન થઇ જાય છે.

**પ્ર. ૩—ચંદ્રસિંહ પુરિહારનો મહેલ.** એક તરફથી શઠોડપર નવું જુનું વેરવાળી મરૂભૂમિ સ્વાધિન કરી મોગલ સત્તાને પણ ખત્તા ખવરાવવાની પૈશાચિક રાજ્ય લોભની વાસનાવાળો પુરિહાર પોતાની પુત્રી મોગલ સેનાપતિ દિલેરખાન સાથે પરણાવવા તૈયારી કરે છે. દરમ્યાન નંદાની ચાલાકીથી સમરસીંહ આવી લાગી સરલાને લઈ જાય છે અને કૃત્રિમ સરલા [નંદા] સાથે હસ્તમેળાપ થતાં પહેલા નંદન આવી સરલા પલાયન થવાના સમાચાર આપતાં સર્વે અજાયબીમાં ઉતરી જાય છે. અને દિલેરખાન સમર સરલાને પકડી પાડવા સૈન્ય સાથે રવાના થાય છે. ટેબ્લો.

**પ્ર. ૪ ચંદાનુ મકાન**—ચંદા ઉપર આફરીન થઇ પડેલા નંદનનું વિલક્ષણ કાવત્રુ અને નિર્દોષ ચંદનની કમબખ્તી.

**પ્ર. ૫—અશ્વદક્ષી નજીકનું અરણ્ય.** દશાના દારૂણ તંત્ર નીચે દબાયલા દુર્ગાદાસના ઉદ્ગાર. સમર-સરલાની શોધ માટે રાંકડી રૈયત પર દિલેરખાનનો બળાત્કાર, દુર્ગાદાસનું મારૂ પ્રજાની મદદે આગમન દિલેરખાન પલા-

ચન. મારૂ મનની દુર્ગાદાસને આશીષ અને દુર્ગાદાસના પ્રણને દિલાસો ધીરૂ દ્વારા માજીના મરણ સમાચાર—આંતરિક પરિતાપ-માતા અને માતૃભૂમિ બન્નેનું રૂણ વાળવાની દુર્ગાદાસની પ્રચંડ પ્રતિજ્ઞા તથા સરલા દુર્ગાવતિને દીલીપની મુક્તિ માટે દીલ્હી જવાની આજ્ઞા ભાઈના આદેશ મુજબ સમરસીંહનું જોધપુર તરફ રવાના થવું.

પ્ર. ૬ ચંદાનું મકાન. ચંદાને ફસાવવા જતાં ચક્કર ખાઈ ગએલા વદનની કમબખ્તી.

પ્ર. ૭ શહેનશાહ આલમગીરનો ગુપ્ત આવાસ. આલમગીર ચંદ્રસીંહ ચંદ્રીકાને અજીતસિંહના રક્ષણ કાર્યની ભલામણ કરી ચાલ્યો જાય છે. દુર્ગાવતી સરલા દાખલ થાય છે. દિલીપને પારણામાંથી ઉઠાવી લે છે. બાદ દુર્ગાદાસ આવી દિલેરખાનને મારી માતાનો બદલો લે છે. સ્વામીના આદેશ મુજબ દુર્ગાવતી સરલા અને દિલીપ સાથે રવાના થાય છે. બાદશાહ વગેરે આવી લાગતાં દુર્ગાદાસ જેલ પકડાય છે. ટેબ્લો.

---

અંક ૩ જો.

પ્ર. ૧—અરવલ્લી નજીકનો અરણ્ય પ્રદેશ. દિલ્હીમાંથી દિલીપને લઈ આવેલાં દુર્ગાવતી તથા સરલાને રાણી મહામાયા આવી મળતાં દિલીપ રાણીજીને સ્વાધીન કરી સમરસિંહને બંધુની કુમકે આવવાનું જણાવી દુર્ગાવતી પોતાના પ્રાણેશને બંધન મુક્ત કરવા પુનઃ દિલ્હી તરફ રવાના થાય છે.

બાદ સરલાને અચાનક પોતાના પ્રિયતમ સાથે મેળાપ થતાં તેના મુખેથી બાઇને કેદ થએલ સાંભળી સમરસિંહ પણ દુર્ગાદાસની મદદ માટે દીલ્હી જાય છે.

પ્ર. ૨-દીલ્હીમાં મોગલ સલ્તનતનું જેલખાનું. જેલખાનામાં ચંદ્રિકાને દુર્ગાદાસ પ્રત્યે પૈશાચિક પ્યાર-દુર્ગાદાસનો તેના પ્રત્યે ફીટકાર—મોગલ સેનાપતિના સ્વાંગમાં આવી દુર્ગાવતીએ સ્વામીની કરેલી વિલક્ષણ વ્હાર--અને જનાનખાનાને માર્ગેથી નાશી જતાં રંગમહેલને લગાડેલો અંગાર-બાદશાહ આલમગીર સામે દુર્ગાદાસના વિરોચિત ઉદ્ગાર-કિલ્લાના કાંગરાપર થઇને સમરાસંહનું જેલખાનામાં આગમન--અને બહાદુરી ભેર બન્ને વીરોએ કરેલું પલાયન.

પ્ર. ૩--નંદા માટે મુકરર થએલો ચંદ્રસિંહના મહેલનો એક ખંડ. ચંદાપર ચાલાકી ચલાવવા જતા ચકકર ખાઇ ગએલ વંદનની નિરાશા અને નંદા-નંદનનો હસ્ત મેળાપ.

પ્ર. ૪—અરવલ્લીમાં અજીતસીંહનો આશ્રમ. સમવયસ્ક છોકરાઓ સાથે તેજસ્વી ક્ષત્રિ મુર્તિ અજીતસીંહ તથા દિલીપસીંહ વીરોચિત રમતગમતમાં ગુલતાન, બિલ્લબાળાના મેણાને લીધે અજીતસીંહને પોતાની પૂર્વસ્થિતિનું થએલું ભાન અજીતસીંહનો આંતરીક ખેદ-અને તેને પકડવા આવેલા ચંદ્રસીંહ સાથે દ્વંદ્વ યુદ્ધ થતાં દુર્ગાદાસ આવી લાગતાં પુરિહાર, દુર્ગાદાસના હાથે કેદ.

પ્ર. ૫—જોધપુરનો કીલ્લો. જોધપુરને ઘેરો ઘાલીને મોગલ સૈન્યનો પડાવ, બાદશાહ આલમગીર મુખ્ય સેનાપતિને સાવચેત રહેવાની સુચના આપી ગુપ્ત તપાસ માટે જાય છે. શોખીન સેનાપતિ સ્વસત્તાના બળમાં પોતાને નિર્ભયમાની રંગરાગ અને ગાનતાનમાં ગુલતાન થાય છે. અમરસીંહ સાથે નંદન ઉસ્તાદ અને સરલા તથા નંદા નાયકાયો વેષે છાવણીમાં દાખલ થાય છે. અને નાયકા દ્વારા સર્વને ગાનતાનમાં ભાન ભુલવી યુદ્ધ માટે તૈયાર થાય છે. દરમ્યાન છુપી તપાસ માટે ગએલો બાદશાહ પાછો આવીને છાવણીની આ સ્થિતિ જોઇ ઉશ્કેરાય છે ગવૈયા મંડળને કેદ પકડવા જતા અમરસીંહ વગેરે ખુલ્લાં થાય છે. દુર્ગાદાસ પણ દાખલ થાય છે. પ્રચંડ સમરાનલ જાગતાં મદમસ્ત મોગલ સમ્રાટ એક નરવીર સ્વામી ભક્ત સામંતથી મહાત થાય છે ને બંને વચ્ચે સલાહ થાય છે. ટેબલો.

પ્રવેશ ૬—ચંદાનો અવાસ. નંદા પોતાના પુત્ર નંદન સાથે પરણી ચુકવાથી તેની આશા મુકી દઇ છેલ્લીવાર ચંદાને ફસાવવા વંદનલાલ કાવતરૂં કરે છે, પણ તેમાં પોતેજ ફસાય છે અને પરિણામે કંટાળી જઇ પવિત્ર જીવન ગાળવાને પ્રતિજ્ઞાબદ્ધ થાય છે.

પ્ર, ૭—જોધપુરમાં ભવ્ય રાજ દરબાર ચંદ્રસિંહને મારી અજીતસીંહને રાજ્યારોહણ, લોખંડી પેટીનું વિવરણ, દુર્ગાદાસે પોતાને પ્રાપ્ત થતી અખુટ દોલતનું પોતાના નવા

રાજાને હરેલું સમર્પણ, યોગીશ્વરીનો પૂર્વ પરીચય, તેણીના આ દેશથી સમર સરલાના હસ્તમેળાપ અને સમ્રાટ આલમગીરના હસ્તથી અજીતસીંહને તાજ પહેરાવવાની પવિત્ર ક્રિયા સાથે "સ્વામી ભક્ત સામન્ત"ની સાત્વિક ભક્તિ રૂપા દૈવી શક્તિથી પ્રલયકાલીન પીડાઓ ભોગવતી મરૂભૂમિને અનુપમ સ્વર્ગીય આનંદ સમર્પવા સાથે અમારા "સ્વામી ભક્ત સામાન્ત"નું જીવન કર્તવ્ય અને અમારો આ નાટય પ્રયોગ ઉભય એકી સાથે સ્વયંભુની દયાથી સમાપ્ત થાય છે

शान्तिः शान्तिः शान्तिः



"સ્વામી ભક્ત સામન્ત"

યાને

# વીર દુર્ગાદાસ

નાટકનાં પાત્ર પરિચય.

## પુરૂષ પાત્રો.

**જશવન્તસિંહ**........જોધપુરના મહારાજા.

**અજીતસિંહ**...........મહારાજા જશવન્તસિંહનો બાલકુમાર

**દુર્ગાદાસ**...............જશવન્તસિંહનો પરમ પ્રિય સરદાર. [ વીર સ્વામી ભક્ત સામન્ત. ]

**સમરસીંહ** ............ દુર્ગાદાસનો બંધુ

**દીલીપસિંહ**... ... ....દુર્ગાદાસનો પુત્ર

**ધીરસંહ [ ધીરૂ ]**....દુર્ગાદાસનો વફાદાર નોકર.

**ચંદ્રસિંહ**............રાઠોડ જાતિનો કટો શત્રુ, એક પુરિહાર, દીલ્હીની શહેનશાહતનો એક સરદાર, સમ્રાટ આલમગીરે માનેલો વફાદાર.

**આલમગીર**......[ ઔરંગજેબ ] જગપ્રસિદ્ધ દીલ્હીનો મોગલ સમ્રાટ.

**દીલેરખાન**.........મોગલ સેનાધિપતિ

**ચંદન**.............એક પઢિઆર

**વંદન**............ ચંદ્રસિંહનો પઢિઆર નોકર.

**નંદન**...............વંદનનો પુત્ર.

## સ્ત્રી પાત્રો.

**રાણી મહામાયા**—જશવન્તસિંહની રાણી, મરૂભુમિની માનવંતી મહારાણી; અજીતસિંહની જન્મદાતા માતા

**દુર્ગાવતી**—"સ્વામી ભકત સામન્ત" દુર્ગાદાસની દૈવી ગુણવાળી પત્નિ.

**યોગેશ્વરી**—જશવન્તસિંહના પરમપ્રિય સ્વર્ગસ્થ સરદાર નાહરસિંહની "નિરૂપમા" કન્યા; દેશ સેવાર્થે યોગ સાધના સાથે તત્પર રહી દુર્ગાદાસ વગેરેને દૈવી સહાય દેનારી પ્રચંડ પ્રભાવશાળી પરમેશ્વરી.

**સરલાદેવી**—ચંદ્રસિંહ પુરિહારની પુત્રી. અમરસિંહની સ્નેહ સ્વામિનિ.

**ચંદ્રિકા**—ચંદ્રસિંહ પુરિહારની અસ્થિર હૃદયની પત્નિ. સરલાની અપર માતા.

**નંદા**—સરલાદેવીની સાથે ચંદ્રિકાની દેખરેખ નીચે ઉછરેલી પઢિઆર જાતની એક અનાથ કન્યા અને નંદનની પ્રણયિની.

**ચંદા**—નંદાની સગી બહેન અને ચંદનની પ્રિયા.

એ ઉપરાંત દાસ દાસીઓ, સાહેલીઓ, અન્ય સ્ત્રીઓ અને ભીલ કન્યા વગેરે.

॥ ॐ श्री हरि ॥

# "સ્વામિ ભક્ત સામન્ત"

યાને

# વીર દુર્ગાદાસ

## નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

પ્રારંભ પ્રાર્થના.

મંગળાચરણ— ૧

વંદુ વિશ્વરામ
શરણુ ગ્રહું શુભ શાન્તિ આપ
ધ્રુવ ધર ધરણી ધરા વંદુ૦
વિમળ મતિ ગતિ પ્રબળ દ્યુતિ દે,
વિજય કાર્ય કરવા વંદુ૦

બાળાઓ— ૨

જપે સ્વામી પુરા ધ્યારે,
સુભાગી તે તરે તારે,
બલિહારી એવા જન અવનિમાં અવતરે,
સ્વામી ભક્તિ છે સારી સુખકારી સંસારે;
કોમળ કુસુમ ક્યારી
જેવી વીરયશ ક્યારી.
વીરજન જગત ઉદ્ધારે ઉગારે, સુધારે જપે૦

મહામાયા— ૩

પતિ ના શાન્ત થાય
સુત શોકથી સ્વામીની સ્થિતિ
વિષમ અતિ થાય પતિ૦
ત્હારો વિપત્તિ પતિ પુત્ર ઉપરથી
વિનવું ત્રિભુજી કરો સ્હાય પતિ૦

સરલા— ૪

યૌવનના રંગે રંગાતાં આ નેન
અંગે અનંગનું ઘેન યૌવન૦
કળી કુસુમની ખીલી ગુલાબી
અલી સતાવે દીન રેન યૌવન૦
મીઠી મુરતીએ દીઠી દિવાની
થઇ છું ન આવે મન ચેન યૌવન૦

સરલા અને સખીઓ— ૫

સખી વર્ગ—શરમથી શીદ મુકાઈ મરે ?
શાણી સરલા રોષ કરે કાં ?
પધારતાં પ્રિયતમ પ્રીતિના પાઠ પુરા પઢજે શરમથી૦
સરલા—વૃથા વેણુ શાં વદો વેવલી વળી વળી વાહ કરે
સખી—અંનગ ત્હારા અંગ અંગમાં જબરો જંગ કરે
શરમથી૦
સરલા—શીદ ખીજવો ના લજવાઓ જાઓ જાઓ ઝટરે
સખી—મન્મથ સાથે મળવા માટે થાલો ચટપટરે શરમથી૦

સમરસિંહ અને સરલા— ૬

સરલા—પ્રાણુ સુંદરનર સુઢભર વર પામી
સ્નેહ સરવર છો સ્વામી પ્રાણુ૦
સમર- ભ્યારી પ્રેમ ક્યારી સ્નેહવારિ સીંચાવશે પ્યારી પ્રાણુ૦

**સરલા**—સુકોમળ કયાંથી વીણીવારિ સુમન લાવ્યુ સારી
**સુમન**—પ્યારી મ્હારી થયો અતિ આભારી
**સરલા**—આભારી વિચારી ઉદ્ધારી સંભારી નારી તમારી આ;
લેજોજી સુધીર સ્વામી. પ્રાણુ૦

**નંદા**— ૭

આજે આનંદનો પ્રસંગ રંગ અંગમાં
ભુલીશું ડુલીશું ઝુલીશું એક તાનમાં આજે૦
ભાન ભુલી મોહે ડુલી છબીલા
આવો તલપુ છુ હું પ્રિતમ પ્રાણુ
આવો કન્હાઈ છુપાઈ રહ્યા શું?
પૂર્ણ પ્રીતિ પાળું પ્રીતમ પ્રાણુ
આવે અલબેલો તો લાવે લાખેણી લ્હાણુ આજે૦

**નંદા નંદન**— ૮

**નંદા**—શ્યામળા સંગમાં સુ રંગમાંરે
સદા ઝુલીયે રે (૩) રતિ રંગમાં
**નંદન**—અંગનાં અંગમાં ઉમંગમાંરે
રહું રંગથી રે (૩) પ્રિયા સંગમાં
વિવાહ રૂપાળા, થાશે તો બાળા?
**નંદા**—રમશું રસીક રસ રંગમાંરે સદા૦
**નંદન**—પરણી પ્યારી, પ્રીતી વધારી
**નંદા**—ફરશું થઈ મસ્ત મદન જંગમાંરે સદા૦

**વારાંગનાઓ**— ૯

આલી, ઓ આવો, ગાઓ, ધુન મચાવો આલમગીર વધાવો.
વધાવો આલી આવો, શાહી ગુણ ગાઓ
બલિહારી વારી ધારી પ્યારી વારિ વરસાવો ઓ૦
તખ્તા તાજે શાન્તિ રાજે જીવો બહુ સમ્રાટ

શહેનશાહી શાન્તિદાઇ જગ છવાઇ
રહો કાયમ શિરતાજ એ૦
આ પ્રસંગે સૈ સંગે ઉમંગે ગુણ ગાવો
વિજય જય થાઓ એ૦

દુર્ગાવતી ૧૦

મ્હારા જીવન તારા, જીગર પ્યારા બાલુડા
મ્હારૂં બાળ સુકોમળ દીલબર દીલારામ
ભાળું મનહર સુદભર મીઠું મીઠું મુખડું મ્હારા૦
પ્યારૂં ભુલ ભુલ મંજુલ ગુલ સુધાનું ધામ
ન્યાળું રંગભરી ઉમંગ અંગ તુજ ઉજળું—મ્હારા૦

દુર્ગાવતી, દુર્ગાદાસ, અમરસીંહ—

આજ રાજ કાજ કરશું તન મન ધનથી ભારી
નેક ટેક નિશ્ચય એ સ્વામી ભક્તિ સારી આજ૦
અસી આ કરમાં ધારી, દેશું અરિ વિદારી
વફાદારી પ્યારી અમારી વીર ખુમારી ન્યારી આજ૦
દુર્ગાદાસ—આત્મજ આ તૈયાર છે આજ્ઞાધારક આજ
માતપીતા મલીકની સેવા કરવા કાજ

ચંદા, ચંદન— ૧૨

ચંદા—પ્રાણ પ્યારા પધારો રસીલા રંગમાં
ચંદન—વ્હાલી વિલાસી બની તું વૃક્ષે વળગી વેલ વાહવા
ચંદા—વાહ રસીલા છેલ છબીલા રંગત રસમય રેલ-પ્રાણ૦

ચંદા-ચંદન-વંદન ૧૩

ચંદા—મ્હારા વાલમ કહોને હવે ક્યારે મળશું ?
હવે ક્યારે મળશું, પ્રિતપાન કરશું
વંદન—પ્યારી ચંદાના વર બની પરવરશું,
ચંદન—પ્રેમ આપણો આપણને જલદીથીરે મેળવ

ચંદન—ચંદન બ્હા વેગેથી ઘર તારૂ રે ભેળવશે
ચંદા—એ જાણી પિછાણી રે બાલમને વેગે,
વધાવી લઇશ હું મ્હારા૦

# અંક બીજો.

દુર્ગાવતી— ૧૪

પ્રભુ ક્યાં શોધું હું ભરથાર
સ્વામી વીણુ સુ । સૌ સંસાર.......પ્રભુ૦
બાળકને લઇ ગયા અભાગી
ગયાં સર્વ કો મુજને ત્યાગી
હવે મળે ક્યાં ભાળ ?
સ્વયંભુ સ્હાય કરો તત્કાળ........પ્રભુ૦

દુર્ગાવતી સમરસિંહ— :૧૫

દુર્ગાવતિ—ચાલો બંધુ ચાલો સ્વામીનું સંકટ ક્યારે કપાશેરે
ગૌરવ ક્યારે ગણાશે ક્ષત્રિનું........ચાલો૦
મળે ભાળ ક્યારે મમ વલ્લભ શોધીશું ક્યાં જંગલ વનમાં?
સમર—શાશાન્તિ ધરતાં ભ્રાન્તિ હરતાં
દુઃખદ પંથ દુર થાશેરે...ચાલો૦
ધરો માત મમ ધીર હૃદયમાં સ્હાય શ્રીહરિ થાશે ક્ષણમાં
સાથે ફરશું, શોધી વળશું
સર્વ કાર્ય સરી જાશે રે......ચાલો૦

દુર્ગાદાસ— ૧૬

પ્રભુ ક્યારે સફળ થાશે આશા રે પ્રભુ૦
સ્વામી ભક્તિની ભવ્ય પ્રતીજ્ઞા
કરો પુર્ણ જગત્રાતારે— પ્રભુ૦

શકિત સમર્પિં સહાયક થાઓ
હરો કષ્ટ ભુમાતારે— પ્રભુ૦

સરલા— ૧૭

માતા કર મ્હેર લગાર આ અન્યાય તો થાયે
કન્યાથી કશું નવ કહેવાયે, દીકરી દોરો ત્યાં દોરાયે માતા૦
જ્યાં દીકરી બહુ દુખણી થાયે
તે ઘર નર્ક સમાન ગણાયે-સુખ જાયે દુઃખ થાયે
ઢી બંધુથી તે દંડાયે— માતા૦

નંદા— ૧૮

લટકે; ચટકે, બની કામણગારી નારી સર્વેને મારૂં
નયનોનો માર
નોતમ નખરાં કરનાર
હું મોહક મનહર મદમાતી મલકાતી છું ગુલનાર લટકે૦
નેનકટારી મારીને ભારી, નરને કરૂં લાચાર
સખીઓ—થાણી રંગીલી છેલ છબીલી જેજે ન ખાતી હાર
નંદા—છે મ્હારી મનહારી ગતી ન્યારી
જોઇ ભાન ભુલે, પરી મોહ ઝુલે, રૂપ રંગે ડુલે
સખીઓ—કદી તું ન ભુલે—"ના, ના"— લટકે૦

ચંદન, ચંદાનું— ૧૯

ચંદા—ઠગ રૂપ ધરી ઠગનારા, આજ રૂઠયા બધા દંન ત્હારા
ચંદન—પ્રાણ પ્યારો ત્હારો છું હું પ્યારી
ચંદા—હઉ ઉતારી ત્હારી ખુમારી, પરનારીથી પ્યાર!
ચંદન—પ્યારી મારોને ન માર
ચંદા—ઠાર મારૂં ગમાર તને; વોય વોય— ઠગ૦
ચંદન—હાય નારી નઠારી અકારી, નથી એકે ઉગરવાની બારી
ચંદા—વ્યાભચારે ન સાર! કરૂં પુરો ખુવાર

ચારૂં જુતિથી મારા તને વોય વોય ઠગ૦
મારૂની પ્રજા અને દુર્ગાદાસ— ૨૦
પ્રજા—ધન્ય ધન્ય છે દુર્ગાદાસ આશ બળવીર છે ત્હારી એક
કર્મવીર તે મરુભુમિનું જાતું રાખ્યું નીર,
મુકિત કર ઝટ મારવાડની સત્ય સિંધુ મહાવીર. ધન્ય૦
દુર્ગા૦—જાઓ. સિધાવો સુખે બાંધવો ધરી હૃદયમાં ધીર.
શ્રીવર કરશે સ્હાય સર્વને શરણે રાખો શીર--ધન્ય.
દુર્ગાદાસ— ૨૧
માતૃ ભકિત પિતૃ ભકિત સત્ય સુખદાઇ
રાજય ભકત ભૂમિ ભકત ધન્ય જગતમાંહી. મા.
ધર્મ કાજ છોડી લાજ થાય દેહ ત્યાગી
જાય સ્વામી ભકત એહ સ્વર્ગમાં સુભાગી—મા.
માતૃ રૂણ કાજ કરૂ પૂર્ણ પ્રેમ ધારી
ગીરામાં ગજાવું એક સ્વામી ભકિત સારી—મા.
વંદન, ચંદન, ચંદા— ૨૨
ચંદન—સોગન લઉં નંદા ચંદાના સોગન લઉં
નંદા ચંદા—સોગન અમારા કેવાં ગણીને?
વંદન—તમને વહુ દીકરી માનીને, સોગન ખોટા
લઉં જાણીને સોગન
નંદન નંદા—અતિ પિતાની હવે સુધરશે
વંદન—વંદન નંદાને મળી જશે, સોગન લીધેલા
ટળી જશે. સોગન.
ચન્દ્રિકા— ૨૩
લાગે છે કેવી લાલની લટકાળી છબી
બલિહારી પ્યારા ઓવારૂ હું ધસી ધસી
હૃદયેથી તારી મુરતી જતી નથી ખસી લાગે છે.

દેખું છું દુર્ગાદાસની છબી મન વસી
સુરત દીલારામની દીલ રહી ઠસી.
આવોને આવો આલિંગુ હું હસી, હસી લાગે છે.

## અંક ત્રીજો.

સરલા અને દુર્ગાવતી— ૨૪
આવોને કરો પ્રભુ વ્હારરે
આ હૈયુ કપાય, સ્વામીની જુદાઈ
સતિઓથી ન સહેવાયે આ.
સતિને છાજે પતિની પુનીત પ્રિતી
કુષ્ણ કૃપાળુ કર સંકટે સ્હાય આ.

સમર-સરલા— ૨૫
સરલા-મળ્યા મોહન સલુણાસાર, જીવન આધાર સુખભંડાર,
સમર-ખરી તું નાર ખુબીદાર, એવી દીલદાર જીગરના તાર
સરલા-કર્યા ડંકા રૂતુ રાજે, કદી કાન્તાર આ ગાજે
સમર-પિયુના પ્રેમને કાજે વિરહ સાજે પ્રિયા લાજે—મળ્યા.
સરલા-બનાવી વ્હાવરી આજે, મદન મહારાજના રાજે
સમર-છબીલીની છબી છાજે, સલુણી સ્નેહના સાજે—મળ્યા,

દુર્ગાદાસ— ૨૬
વીર નર હોય તે તો વિપત્તિથી કદી ન ડરે છે
વિકટ વેરાનને વળી જેલ તે મન મહેલ ગણે છે
નેક ટેકમાં છેક જે સ્વાર્થ પરાયણ થાય
વરે વિજય નહિં તે વળી, પડે પાછા, બાજી હારી જાય
કીર્તિ ગુમાવ્યાથી મરવું ભલું છે
વીર જીવન અતિ ઉજળું છે. વીકટ

૨૭

નંદા—પ્રીત પ્યાલી પીયો મતવાલી પ્રીયાના હાથની
નંદન—પ્યાલી વ્હાલી ગુલવાલી, પીતાં પ્રગટે છે લાલી
હૃદયના વ્હાલની.....પ્રીત૦
નંદા—આવો પ્યારા આવો, રંગત લ્હાવો, રંગ જમાવો
નંદન—પ્રીતપાન કરૂં, રસપાન કરૂં
નંદા—પીવું પરમ સુખદ છો શ્યામ
જપું નીત્ય નામ, જીવન આરામ............પ્રીત૦

૨૮

અજીતસીંહ દીલીપસીંહ અને બાળમંડળ—
છોડો છોડી સુરતી, રમીએ દડા ગેડીની કુસ્તી
અજીત—રમું રમાડું ક્ષત્રી જાયો દઉં દાવ હું ધારી
સર્વ—આવોજી આવોજી રમીએ વીર રમત આ સારી
સરખે સરખા બાળ આપણે રમવા રંગ ઘણેરાં
આ કે કેલો દડો દોડોને વીર બહાદુરો ઘેરા—આવો
દોડો દોડો દડો દોડતાં ઝડપ હાથમાં ઝાલો
ઝડપ ચુકાવો દાવ ચોટથી ચાલો ચતુરો ચાલો—આવો.

સરૂપા, નંદા— કાફી ૨૯
ખણી નેણ મીઠાં હાણે મારેતી
હીની કારણ વણજે સીકાયતી ખોણી
જુલ્ફ જોડે વીધાસીં ઓડે
છોડે છપરતે માંકી મરડે.........ખણી૦
તેંજે હુસ્નજો દીદાર કીંયાસીં
હોસ અકલમેં દમ વીયાસીં ...... ખણી૦
આશક તોસેં એક બાત કીયોસીં
બાઇ બેહુજા બાયાંતી...................ખણી૦

ચંદા ગાયન

એ મારો લાડાજી મુંબઇ શેહેરશું આયોજી-જી-જી
એ મારો વાલમજી બાજુબંધ એરખી લાયોજી-જી-જી
નણુદી જાયે લાવરે જેઠાણીએ ઝગડો કરીયોજી-જી-જી ટેક
હે દેરાણી કેવે મને ઘ ઘરો ઘુઘરીવાળો અંઠે ઢીલાવોરૂ-જી-
હે શીરદાર થારો મુચ્છો ગધા પુચ્છો જેડી લાગેજી-જી-જી

નંદન. નંદા, ચંદા. ચંદન વંદન--૩૦

ચારે—ભુલી જતા નહિ— ના—ના—ના—ના
સાધુ બની લેખ લજાવતા નહિં...ભુલી૦
વંદન—ઇશ્ક નહિં કરવાની હું આજે બાધા રાખુંછુ
ચારે—સુખે ફરજો ભકતિ કરજો
મોક્ષ મળે અંતે જેથી............ભુલી૦
વંદન—ગલેમંડી ગોપીપુરા થઇ તાપી
જઇ માળા જપશું...............ભુલી૦

સર્વ પાત્રો ૩૧

જય જદુનાથ, રઘુનાથ, જગતાત પ્રભુ
તારણ તરણ. ભુવ ધારણ ધરણ વીભુ
ભારત સ્વારથ તાત
કરો પૂર્ણ કૃપાનાથ
અજર અમર હર
અટલ અચલ આપ...............જય૦

શાન્તિ ! શાન્તિ ? શાન્તિ !

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦-૩-૦ | માતૃપીતૃ ભક્ત પુંડળીક | ૦-૪-૦ |
| શ્રી ભક્તિવિજય | ૦-૩-૦ | વિશ્વ પ્રેમીકલાપી | ૦-૩-૦ |
| સુરેખા હરણ ... | ૦-૩-૦ | અજય લક્ષ્મી .. | ૦-૩-૦ |
| નાગર ભક્ત ... | ૦-૩-૦ | પીપાભગત ... | ૦-૩-૦ |
| નીલમ માણેક ... | ૦-૩-૦ | હોથલ પદમણી | ૦-૩-૦ |
| યોગકન્યા ... ... | ૦-૩-૦ | જેસલ તોરલ ... | ૦-૩-૦ |
| મનહરમૈના ... | ૦- ૦- | બીરબલ બાદશાહ | ૦-૩-૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦-૩-૦ | પ્રાવણ સાગર .. | ૦-૩-૦ |
| જોહરે શમશીર | ૦-૩-૦ | રાજ લીલા ... | ૦-૩-૦ |
| શ્રી જયમતી ... | ૦-૩-૦ | મહારાજા શાંતનુ | ૦-૩-૦ |
| ઉર્વશી-પુરૂરવા | ૦-૩-૦ | માલવિકા-અગ્નિમિત્ર | ૦-૩-૦ |
| | | સ્વામીભકત સામન્ત શાહે | |
| | | વીર દુર્ગાદાસ ... | ૦-૩-૦ |

વિઠ્ઠલદાસ હે. ઝભાઈ ભાવનગરવાળા.

શ્રી વિ. નો. ના. સમાજ.